# કળિયુગ ન્યાયદર્શન નાટક.

નવાંકી.



રચનાર,

મણિશંકર પરશુરામ પન્ડિત,

વિચાર કરતાં શીખવા વિષે સંભાષણ.

મનસુધારક સૂચના, વિગેરેનો કર્તા.



અમદાવાદ

આર્યોદય પ્રેસમાં છાપી પ્રસિદ્ધ કર્યું.

ઈ૦ સ૦ ૧૮૮૩.

કીમત ૦-૭-૦

( આર્યા. )

"હાસ્યજનક નાટકથી, ફરી કઢાયે અનીતિ મૂર્ખાઈ"
"નકલ બરાબર કરવે, દોષિત જનમાં વસે છ સુધરાઈ."

# पात्रजन.

મી૦ ડેવી. ફુલિટ્સ મેટ્ફેટ .... .... માજીસ્ટ્રેટ

બગીરામ .... .... .... શિરસ્તેદાર

ગડબડદાસ. .... .... .... કારકુન

પંચમખિખમારખાં .... .... નાયક

આણુ મીયાં .... .... .... ૧ સીપાઇ

જાંણુ મીયાં. .... .... .. ૨ ,,

રામો. .... .... .... .. ૩ ,,

ચિટનીસની તેનાતમાં

ઇગનીસ. .... .... ....સાહેબનો બટલર.

ગોબી. .... .... .... ઘોડાવાળો.

ગોબીદાસ. .... .... .... બાવો.

જમનાબાઇ .... .... રામકી

કુંપડજી .... .... .... પટેલ.

પરાગજી .... .... .... પટેલનો ભાઇ

રામલો. .... .... .... ૧ ઘેડો.

ગોપલો. .... .... .... ૨ ઘેડો.

ધનસુખરાય .... .... .... ૧ મુખત્યાર

હુકુમતરાય .... .... .... ૨ ,,

ફુલચંદ .... .... .. મહાલનો કારકુન.

શા. કચરા પુંજા. .. .. .. મોદી.

દરિઆવખાં. .. .. .. પોલિસનો સીપાઇ

# મંગળાચરણ.

( શાર્દૂલ વિક્રિડિત. )

જે ભોળો ધરિ ભસ્મ સર્વ શરીરે, રાજે છ કૈલાશમાં
જેનું ધ્યાન ધરે બધા મુનીજનો, મુકિત તણી આશમાં
જે દેવો જગ દાન દેત સઘળો, જાણે છ સરખા બધા
વર્ષે જયાં ગંગ નીર રાખી શિર લગીરે, સઘળાં રંધ્રોમાં વૃથા
તે સાંભો સુખદાઈ ઈશ જનને, આપો સદા સન્મતિ
એવું બે કરજોડી દિન માગી, જાગે છ સહુની વતી.

સૂત્રધાર—(પાછળા પરદા ભણી જોઈ સાદ કરીને નટીને કહે છે) હે પ્રાણવલ્લભે! શૃંગાર સજીને સિદ્ધ થઈ હોય તો સત્વર બહાર આવ.

નટી—(બહાર આવીને) હે પ્રાણનાથ, આવી. શી આજ્ઞા! મને કેમ બોલાવી વારૂ?

સૂત્ર૦—પ્રિયા, બીજું શું બોલાવું વળી? આ સજ્જનોની સભા ભરાઈ છે તેથી આ ગજ કળિયુગ ન્યાયદર્શન નાટકનો ખેલ આજે કરી દેખાડવો છે માટે સર્વ નટવાઓએ પોત પોતાનો સોંગ એવી રીતે ભજવી બતાવો કે સર્વજન વાહ! વાહ! કરે.

નટી—એ તે શું બોલ્યા. હમણાં હું ગજાનન કે જે વિઘ્ન હર્તા છે તેની સ્તુતિ કરૂં છું એટલે આપણાં સર્વ વિઘ્ન દૂર થશે અને આપણો ખેલ ઇચ્છા પ્રમાણે સંપૂર્ણ થઈ શકશે.

સુત્ર૦—ત્યારે ગજાનનની સ્તુતિ કર.

નટી—(ગાવા માંડે છે)

( પદ. )

રે રે ગજવદના, દયાળા રે રે ગજવદના
ગવરીનંદ આનંદ કંદ શુભ, બુદ્ધિ સિદ્ધિ સદના. દયાળા૦ ૧
ભકત રક્ષણ મિષ્ટ મોદિક ભક્ષણ, સિંદુર તન લેપના ૨
દુંદધારિ મુશિક વાહન ત્રિર, વિઘનારિ સુખ કરણા. ૩
એક રદન નમિ પાયે વિનવું, દો ગતિ મતિ શોધના. ૪
કલિયુગ ન્યાય દરશન નાટક તે, દાખવિયે હમણા. ૫

(આકાશ ઉઘડે છે અને કૈલાશ પર્વતમાંથી શ્રી ગજાનન ઉતરી આવે છે)

ગજાનન—હે વત્સે! હે સુત્રધાર! તેં મારી સ્તુતિ કરી મને અહીં આમંત્રણ દીધું તેનું કારણ નિવેદન કર; તારી ઇચ્છા પૂર્ણ કરીશ.

સૂત્ર૦—હે ગણનાયક લાયક દેવ! આ સભાનાં સમક્ષ કળિયુગ ન્યાય દર્શક નાટકનો ખેલ કરી બતાવવાની મારી ઇચ્છા છે તે નિર્વિધ્ને પાર પડે એટલા માટે મેં આપની સ્તુતિ કરી છે.

ગજાનન—તારી મન કામના સિદ્ધ થાઓ! પરંતુ તું સરસ્વતિની સ્તુતિ કર એટલે તેના પ્રસાદથી તારી વાણીમાં મધુરતા આવશે.

સુત્ર૦—(નટીને) હે પ્રિયા, શ્રી સરસ્વતીની સ્તુતિમા.

નટી— (ગાય છે)

( રાગ બિહાગ )

વિનયથી નમિ નમિ વિનવું, સરસ્વતી માત.
મયુરવાહની સુંદર સ્વરૂપી, કર પુસ્તક જયમાલ. સર૦ ૧
ભકતવત્સ કુડ કુમતિ હારિણી, દાયક સુમતિ દયાલ. ૦ ૨
ત્રિવિધિ તાપ નિવારણ દેવી, વ્યાપક ત્રિભુવનપાલ. ૩
વિમલ પ્રસાદ વાણિ શુભ દેજે, મણિ મન મુદિત કૃપાલ. ૪

(સ્તુતિ સાંભળીને સરસ્વતિ પધારે છે)

સરસ્વતિ—હે વત્સે! હે માનવ! હે સૂત્રધાર! તેં મારી પ્રાર્થના કરી મને આ સભાને વિષે કેમ બોલાવી? તારે શું જોઇએ છે?

સૂત્ર૦—હે માતા! મારી વાણિમાં રસ અને માધુર્ય મુકી આ સભાના સર્વ સજ્જનનું મન રંજન થાય એવો વર આપો.

સરસ્વતિ—તથાસ્તુ. (જાય છે)



# અંક પહેલો.

## સ્થળ

ગામના પાદર આગળ ઝાડવાળી જગા.

## પાત્રજન.

| | | | |
|---|---|---|---|
| મી૦ ફુલિશલૌકફેટ | .. | .... | માજીસ્ટ્રેટ |
| પંચમખ્ખિમગારખાં | .... | .... | નાયક |
| આબુમીયાં | .... | .... | ૧ સીપાઇ |
| જાંબુમીયાં | .... | .... | ૨ " |
| કંપડજી | .... | .... | પટેલ |
| રામલો | .... | .... | ૧ ઘેડો |
| ગોપલો | .... | .... | ૨ " |

[સીપાઇઓ તાપણા આગળ બેસી હુકો ગગડાવે છે; તેમાં જાંબુમીયાં તાનટપ્પા મારે છે.)

( ટપ્પો. )

"પંજાબ કીતના દૂર, બતાદે સાનુ પંજાબ કીતના દૂર.
પંજાબકી જટીયાં. છોટી મોટી અંખીયાં
શહેર પર બરસત નુર, બતાદે. ટેક ૧

પંચમખ્ખિ૦—મીયાં, તાન ટપ્પા મારતે હો સો તો સહી, લેકીન યે કુછ ટપ્પા મારનેકા વખત હે? શ્યામકું તો સાબ ઇધર આવેંગે ઓર તંબુકા કુછ ઠિકાના નહીં. જોતરા ખોતરા ખોનેકા બિચાર હે કે કયા?

જાંબુ૦—મીયાંકુ હલકારેકા કામ કર કરને મસકા બ-

ગા લગાને નાયકી મીલ્રી તો મીયાં તો જાનતે હે કી હમ પાર પડ ગયે ઇધર કુછ નાયકીકા રોપ નહીં ચલેગા. તંબુ ઠોકના કુછ હમારા એકીલેકા કામ નહીં.

આબુ૦—હાલે પટેલકું મેને કબકી વરદી દીહે કી ઘેડાંકુ ભેજના લેકીન ઉસકાભી કાકૂરકા ઠિકાનાં નહીં; ઓર યે બુડ્લેલ સેઠકા સાલા હો કે અપની રાવટીમેં સોતાહે ઉસકું ઉઠાવ. ચલો અપન હાથોહાથ તંબુ ઠોક લીજીયેં.

પંચમખ્ખિ૦—તુમકુ દો દીન આગુમેં ભેજે તાભી કુછ જગાકાભી ઠિકાના હે? ! ઇધર ડાંસ હે બોત ઓર દો માર મારકે હડિયાં તોડ ડાલેગા. જાઓ પટેલકે ઉવાં ઓર ઘેડોકું બુલવાકે જગા સાફ કરવાઓ ફિર તંબુ ઠોક લેંગે.

(આબુમીયાં કમ્મર બાંધવા માંડે છે એટલામાં પટેલને ઘેડા આવે છે)

પટેલ—જમાદાર છાએબ; કેમ છાબ ક્યારે આવવાનોછે

પંચમખ્ખિ૦— આયંગે જદી તુમ જાનોગે- તુમકું કલકી વરદી ભેજીથી તાભી તુમ અબ ઘેડાંકું લેકે લટક લટક કરકે આતે હો? કયા એસી પટેલી કરોગે?

પટેલ—જમાદાર છાએબ! હમારી છી કછર. પેડા છીમમાંથી મારા હહરા આવે તારે કેની. આવ્યા કે આ લઇને તમારી પાછે હાજર થયો છું.

પંચમખ્ખિ૦—સીમ સીમ સબ ઘુસ જાયગી. ચાણી ચાણી બાતે કરનેકા કામ સરકારી નોકરીમેં નહીં હે.

પટેલ—અરે જારે; મારા હહરા ધગડા! ભાઇની ભલમનછાઇથી કહીએ છ કે પેડા નહોતા તેથી વાર લાગી તો

વરી બદીકગાગ્રી બતાવે છે. જા તારા છાઅેબની પેલી તરફ થનાર ઢ઼ોછે તે થઇ રહે છે.

આખુ૦—અરે પટેલ; તુમ અચ્છે આદમી હોકે ના-ચકડીસાથ તકરાર કાયકું કરતે હો; ચલે જાઓ. અપે સાલો. ઘેડાં-અપે રામસે ગોપલે ચ જગા સાફ કરો એોર તંબુ ઠોક દો.

ઘેડા-છારૂં છાઆખ! (તંબુ ઠોકે છે અને જાય છે)

પંચમખ્પિ૦—અપે જાંબુ દેખીયો મેં સાબકુ લેનેકુ જાતાહું.

(ઘોડે દુર જાય છે એટલે એક નેળમાં ઘોડાનાં પગ લાંનો અવાજ કાને પડે છે તેથી ઉભો રહે છે)

મી૦ કુલિટલ૦—ડેવેલ નાયક! કિધર જાતા હે?

પંચમખ્પિ૦—આપકું લેનેકું ખુદાવંદ!

મી૦ કુલિટલ૦—તંબુ તયાર્હે; અચ્છિ જગાપર મારે હે?

પંચમખ્પિ૦—હાં સાબ-સબ બરાબર હે.

મી૦ કુલીટલ—જાઓ બટલરકુ બોલો કી હમારે ખારટે અહા તૈયાર રખે.

—❧—

## અંક બીજો.

---

સ્થળ.......... તંબુ.

### પાત્રજન.

| | |
|---|---|
| મી૦ ડેવીકુલીટલ મેડકેડ | માજીસ્ટ્રેટ. |
| પંચમખ્પિમારખાં | નાયક. |
| ગોબી | ઘેડાવાળો. |

---

મી૦ કુલિટલ૦—નાયક!

પંચમખિખ૦—સાબ!

મી૦ કુલિટલ૦—ઘોરેકું અબ થોરી દેર ટેલાવો ઔર ઘોરાવાલા આવે જડ ઉસકું કહેનાકી ઘોરેકું ટેલાવો.

પંચમખિખ૦—બહોત અચ્છા સાબ.

(થોડીવારે ગોડાવાળો ગોબી આવેછે તેને સાહેબનો હુકમ બરાબર નહીં સમજવાથી નાયકુ—'ઘોરેકું પીલાઓ' એને બદલે 'ઘોરેકુ પીડાઓ' એમ સમજવાથી- ઘોડાને દોડાવવાનું કહે છે)

ગોબી—નાયક, કયા સાબને ઘોડેકુ દોડાનેકા હુકમ દીઆ હે? એસા નહીં હોયગા. ફિરસેં પુછ દેખો.

પંચમખિખ૦—દફે દફે પુછે કયા? હમને બરાબર સુનાહે 'ઘોડેકુ પીડાઓ'

ગોબી—જદ મેં ઉસકું દોડાતા હું.

પંચમખિખ૦—હાં અચ્છિ રપાટી મરાઓ.

(ગોબી ઘોડાને જરા છેટે લઇ જઇ તે ઉપર બેસી ખુબ દોડાવે છે)

મી૦ કુલિટલ૦—(માથા ઉપર હાથ મુકી પોક મુકે છે) ઘોરાવાલા હમાર ઘોરાકુ માર ડાલતા હે—ઓ હમારા અચ્છા ટટુકા જાન લેતા હે- સુવરકા સાલા, ગધિકા બચ્ચા, નહીંકે પાર—ઉસકુ પીછા બુલાવ, યુ ડેમ, સ્ટુપિડ નાયક! બ્લીડી ફુલ, ઉસકું જાકે અભીકા અભી બુલાવ!

પંચમખિખ૦—અચ્છા સાબ ! ગોબી, ગોબી, જલદી ટટુ લાકર બાંધ દે. (ઘોડાને બાંધી દે છે)



# અંક ત્રીજો

સ્થળ ગામનો ઉતારો.

પાત્રજન.

| | |
|---|---|
| પંચમખ્યિમારખાં | નાયક |
| ખગીરામ | શિરસ્તેદાર |
| ગડબડદાસ | કારકુન |
| કુલચંદ | મહાલનો કારકુન |
| કંથડજી | પટેલ |
| શા. કચરા પુંજા | મોદી |
| રામો | શિરસ્તેદારની હેનાતનો સીપાઇ |

પંચમખ્યિખ૦—કયું રામા, ભાઇ સાબ કિધર ગયેહેં ?

રામો—ભાઇસાબ જંગલ ગયે હેં. કારકુન સાબ હે. કુછ વરદી સરદી લાયે હો?

ગડબડ૦—કયું નાયક, સાબ કયા કરતે હેં?

પંચમખ્યિખ૦—સાબ અબીજશિકારમેંસે ચલેઆતે હેં.

ગડબડ૦-જહ કુછ વરદી દીહે?

પંચમખ્યિખ૦-હાં સાબ, એસા કહેલવાયા હેકી આજ નવા મુકામ હે સો કચેરી બંધ રહેગી લેકીન યે ટપાલ હે સો તઇયાર કરકે કલ હુજરમેં સહીકે વાસ્તે લાના.

(એટલામાં શિરસ્તેદાર આવે છે)

ખગીરામ-કયું નાયક, કિસ તરેહસેં હેં?

પંચમખ્યિખ૦-આપકી મેહેરબાનીસેં અચ્છી તરેહસેં હે ભાઇ સાબ! સાબને યે ટપાલ દીયા હે સો તયાર કરકે કલ

ફ્રુજર સહીકે વાસ્તે લાનેકા હૈ.

ભગીરામ-આજ કચેરી બંધ રહેગી કયા?

ગડબડ૦-હાજી, આજ તો નરોજ મુકામ છે કેની?

ભગીરામ-પણ મેં તમને પેલાં ફરકપત્રની યાદી આપી હતી તે હજી તૈયાર છે કે નહીં. ન થઇ હોય તો આજ કરી નાંખજો, કાલે સહીમાં રજુ કરવાની છે.

ગડબડ૦-યાદી તો બહુ મોટી છે મહેરબાન આજને આજ તૈયાર થાય ને આપ કાલે સવારે સહીમાં લઇ જાઓ એમ તો ભાગ્યેજ બને.

ભગીરામ—ત્યારે આપણે એક કામ કરીએ. નાયક! તમે જાઓ; પણ એક કામ કરજો, અહીંના કારકુનને મોકલતા જજો કે તે ગડબડને મદદ લાગે.

પંચમબિંગ૦-બ્હોત અચ્છા સાબ!

(થોડીવારે નાયકના કહેવાથી મહાલનો કારકુન આવે છે)

ભગીરામ-આહો! આવો તમે ફુલચંદ! તમે તો કંઇ બહુ કામમાં પડી ગયલા જણાઓ છો! હવે તમારા ગામમાં આવ્યા તોએ તમારાં દર્શન દુર્લભ થઇ પડયાં છે!

ફુલચંદ નારે ભાઇ સાહેબ, એમ તે હોય? પણ ઘરમાં અડચણ છે તેથી આપને મળવાને આવી શકાયું નથી. કંઇ હુકમ?

ભગીરામ-હુકમમાં એ કે દફતર તપાસણીની એક યાદી ઉપર કાલે સહી લેવાની છે માટે તે કરવામાં હમારા કારકુનને મદદ લાગો અને તે આજને આજ તૈયાર થાય એમ કરો.

ફુલચંદ-હાજી, વારૂ મેં શાકભાજી મોકલ્યાં તે આવ્યાં કે નહીં?

ભગીરામ—આવ્યાં, ભાઇ આવ્યાં! પણ મેં તમને તમે રજા ઉપર અમદાવાદ ગયા ત્યારે ધોતીજોડાનું કહ્યું હતું તેનું શું કીધું?

ફુલચંદ—કંઇ ફુરસદ મળી નહીં તેથી લવાયો નથી. ભાઇસાહેબ, ઘેર જઇએ ને રજા ટુંકી એટલે લાચાર, પણ હવે ભુલીશ નહીં.

ભગીરામ—તમ લોકોને સાહેબ રજા આપતા નથી એ જ ઠીક છે. તમને તેની ખુશામત કરી કરી અડી ઓપટીએ રજા અપાવીએ કે દંડ ફૂંડની ઉપાધિમાંથી બચાવીએ પણ તમને તેનો ગુણ કે પાડ કંઇ મળે નહીં.

ફુલચંદ—અરે ભાઇ સાહેબ, એ ગુણ હમે નહીં ભુલીએ વારૂ, આપ જેવા સરદાર માથે છો તો હમારાથી નોકરી થાય છે.

ભગીરામ—હવે હમારી બડાઇની વાત જવાદો. આજે ગડબડદાસ તમારી પાસે આવવાના છે તેની સાથે સમજજો; વારૂ પટેલ કયાં છે?

ગડબડ૦—અરે રામા! પટેલને જઇને કહે કે ભાઇ સાહેબ યાદ કરે છે.

(રામો જઇને પટેલને બોલાવી લાવે છે).

ભગીરામ—આવો પટેલ! સાહેબ તમારા ઉપર બહુજ ગુસ્સે થઇ ગયા છે. નાયકે તમારી બે દરકારી વિષે સાહેબને જાહેર કર્યું. એટલે એમણે તો તમને દંડ કરવાનુંજ કહ્યું પણ કાલે કચેરીમાં જઇને માંડી વાળીશું.

પટેલ—ભાઇ સાહેબ, હમારા સાહેબ તો તમે; તમે જે કરો તે ખરૂં. વારૂ આપનો મુકામ ઇદર ઇસ્ટેશનમાં હતો

ત્યારે મેં થોડું છેક નહદું મય તમારા હાવનું મોકલ્યું હતું તે તમને પ્હોંચ્યું કે નહીં?

ભગીરામ—હા, પટેલ, પ્હોંચ્યું. પણ ગોળનાં બે એક તોફા માટલાં જોઇએ છે તેની પેરવી કરજો. આ વખત શેરડીનો પાક તો ઠીક થયો છે?

પટેલ—અરે ભાઇ સાહેબ, બે તો શું પણ જેટલાં જોઇએ તેટલાં માટલાં હાજર છે. વારૂ સીધું સામાન મોદીને ત્યાંથી આવ્યું કે નહીં?

ભગીરામ—સાળો મોદી હજી ફરકયોજ કયાં છે? એને બોલાવી મંગાવો.

(એટલું સાંભળતાંજ સીપાઇ મોદીને પકડી લાવે છે)

મોદી—ભાઇ સાહેબ, સીપાઇને કેમ મોકલવો પડયો? હું હવડેજ આપની પાસે હાજર થવા આવતો હતો.

ભગીરામ—હાસ્તો શેઠ! સીપાઇ આવ્યો એટલે તમારી ઉંઘ ઉડી અને તમને અહીં આવવાનું સુઝયું, નહીં તો શેઠાણી પાસેથી ઉઠવાનું તમને મન કયાં થાય છે? ચાલો હવે અનાજના ભાવ બતાવો ને આ યાદીમાં લખ્યા પ્રમાણે સીધું સામન મોકલી દો.

મોદી—અરે સાહેબ, તમારી પાસે કંઇ વધારે લેવાનું છે. તમારી ધ્યાનમાં આવે તે આપજો પણ નિરખથી ઓછું આપશો તે મને ગરીબ માણસને નહીં પાલવે.

ભગીરામ—અહો! ભાવ તો બાપના વારાના દાખલ કરેલા જણાય છે; એનો ઇલાજ કરોએ છઇએ. (રામા ભણી જોઇને) જારે, રામા! શેઠની દુકાનમાં જેટલાં કાટલાં હોય તેટલાં લઇ આવ આપણે તપાસી જોઇશું.

(રામો જઈને કાટલાં લઈ આવે છે)

મોદી—અરે સાહેબ, આ કાટલાં ન્હોય; એતો બીજાં છે (એમ કહેતાં થર થર ધ્રુજે છે).

ભગીરામ, અરે શેઠ, આટલા બધા ધ્રુજો છો શું કરવા? તમને કોઇએ મારવા તો લીધા નથી. વારૂ આ તમારી પાંછેરી કે?! બિચારા ગરીબ લોકોને જેમ ફંસાય તેમ ફંસો; તમને કોઇ પુછનાર છે? રામા, આ કાટલાં લઇને મારી સાથે તંબુએ ચાલ.

મોદી—અરે ભાઇ સાહેબ, ગરીબને નાહક શું કરવા સતાવો છો? સરદારથી કંઇ ચોરી છે. તમારે જોઇએ એટલું સીધું લઇ જાઓ. હું કંઇ ના કહું છું?

ભગીરામ—સાળી મારામાં એક નઠારી આદત છે. મને જેના તેના ઉપર તરત દયા આવી જાય છે. રામા, જા, શેઠની દુકાનેથી સીધું સામન લઇ આવ. મને ન્હાવાનું પાણી આપતો જજે.

( મંડળ વેરાઇ જાય છે )



# અંક ચોથો.

સ્થળ—ગામને મોખરે કચેરી મંડળનો ઉતારો.

પાત્રજન.

| | |
|---|---|
| ભગીરામ | શિરસ્તેદાર |
| ગેબીદાસ | બાવો. |

( ગેબીદાસ કિર્તન કરતો ભિક્ષા માગવા આવે છે )

( ૫૬. )

અકળ છે પ્રેમ તાહેરી કળા, ભોળવ્યા બુદ્ધિમાં ભલભલા અકળ૦
સિંહ સરીખા શૂરા તે પણ, તારી આગળ અજા
દેવ અને દાનવ હાર્યા, તો માનવનાં શાં ગજાં અકળ૦ ૧
પરાધિનતા માંહી પછાડી, સહુની જોય તું ગઝા
વ્હેલ પટાવે પછી તફડાવે, થઇ નિર્દેન બેવફા. અકળ૦ ૨
મહા મોટા મુનિ ધીરવીરને, ખવડાવી તેં ખતા
માયા પાસે જકડી લીધા, ખુબ રમીને પટા. અકળ૦ ૩
કીધો દગ્ધ દેવોના દેવે, તૂને ન લાગી સજા
રાય રંક કે મર્દ મેરીને, ફરે તું કરતો કજા. અકળ૦ ૪
રૂપ તણું કુરૂપ બનાવે, માનવના મરકટા
ચાહેતો સુંદર શોભાવે, એવી તારી છટા. અકળ૦ ૫
સ્વર્ગ મૃત્યુ પાતાળ વિષે, ફરકે છે તારી ધજા
પ્રાણિમાત્ર સર્વે સંચરતાં, થઇને તારી પ્રજા. અકળ૦ ૬

બગીરામ—કેમ બાવાજી, તમે તો કંઇ પ્રેમનાં કીર્તન ઉડાવો છો. તમારી ભક્તિ તો સારી જણાય છે?

ગેબીદાસ-મહારાજ,સબ જગત પ્રેમ પ્રેમમય હે. પરમેશ્વર ભી પ્રેમરૂપ હે. મેં ભી પ્રેમકા મારા અભી ફાંફાં મારતાહું.

બગીરામ—તુમતો બૈરાગી હો. તુમકુ પ્રેમકી પીડા કહાંસે હુઇ?

ગેબીદાસ—મહારાજ, મેં પહીલા યહ ગાવમેં આયાથા ઉસ બખત મેંને પટેલકે બાડેમેં મુકામ કીયાથા! ઔર જદ મૈં ભિક્ષા માગનેકું ગયા તદ મેરી રામકી કયા જાને કિધર સટક ગઇ. મૈંને ઉસકે પીછે બહુરી બહોત શોધ કી તાભી ઓ મુઝે ન પાઇ. ફીરતે ફીરતે મીઝે બાલલચીકી ઓ

પટેલકે ઘરમેં છુપી રહતી હે ઔર આપ સરદારોંકી સ્વારીકા મુકામ અભી ઇધર હે! સો મેં પટેલકે પર ફરીયાદ માંડનેકુ ચલા આયાહું.

ભગીરામ—તુમ પહીલે તપાસ કરો કી તુમ્હારી રામકી અભી પટેલકે ઉવાં હે?

ગેબીદાસ—મહારાજ, અભી મેં ઓ રસ્તેસેં ચલા આયા તબ મેંને ઉસકું પટેલકે દરવાજે પર દેખી.

ભગીરામ—જદ તુમકુ ક્યા તુમારી રામકી પીછી ચ-હતી હે?

ગેબીદાસ—હાં મહારાજ, ઇતના મેરા સાધુકા કામ કરોગે તો આપકા ગુન મેં કભી ભુલ નહીં જાઉંગા.

ભગીરામ—(ગજવામાં હાથ ઘાલી ચેરીમેરીની ઇશારત કરી) સાધુકા કામ તો સહી, પરંતુ સબ બાતકા મૂળ યહી હે. ઉસકા કુછ બિચાર કીયા?

ગેબીદાસ— તુમ્હારે જેસે મહારાજોંકી કૃપાસેં મેં યહ બાતમેં પીછા નહીં પડ જાઉંગા.

ભગીરામ—જદ તો ઠીક હે. અરજી લેકે દસ બજે તંબુ પર આઇયે.-રામા! બાવાને સીધું આપ ને મહારાજને કહે કે થાળી પીરસે.

( બાવો સીધું લઇને જાય છે )



# અંક પાંચમો.

સ્થળ—તંબુ.

પાત્રજન.

ગેબીદાસ .... .... બાવો

પંચમખિખમારખાં........નાયક.

મી० डी. ડુક્રિટલ મેડફેટ.... માજીસ્ટ્રેટ

ભગીરામ .... .... ....શિરસ્તેદાર.



પંચમખિખ०—અબે બેરાગડા, ઇધર કાયકું ફિરતાહે? સાબ દેખેગા તો ચમડી ઉતાર ડાલેગા. નિકલ યહાંસે.

ગેબીદાસ—જમાદાર સાબ, મેરા ગરીબકા એ હેવાલ સુનો; મેરી ઇતની અરજી સાબકું દો; મેં આપકું ખુશ કરુંગા. (ઝોળીમાંથી બે આની કાઢી નાયકના હાથમાં મુકેછે)

પંચમખિખ०—અરજી લાયાહે?

ગેબીદાસ—હાં હઝરત.

પંચમખિખ०—જદ લાવ, ઓર ઇધરસે દુર ખડા રહે. અભી મેં સાબકું દેતાહું ઓર ઓ ભાઇસાબ આતે હેં સો ઇસકા તાબડતોબ નિકાલ હોયગા.

ગેબીદાસ—ઇતની મેરી પરવરશી કરો તો અચ્છા.

પંચમખિખ—અબ ગડબડ મત કર. દુર જાકે ખડા રહે; તું ભાઇસાબકું મીલા હે?

ગેબીદાસ—હાં, ભાઇસાબકું મીલકે ઇધર આયાહું. (નાયક જઇને ડી. ડી. મેડફેટ સાહેબને અરજી આપેછે)

મી૦ ડુલિટલ—ઉવેલ નાયક, યે અરજી કીસકી હૈ?

પંચમખ્ખિખ૦—સાબ, એક બેરાગી ઉવાં ખડા હે ઉસકી હે.

મી૦ ડુલિટલ૦—ચિટનિસ આયા?

પંચમખ્ખિખ૦—હાં, સાબ, અબ્બિ આયે.

મી૦ ડુલિટલ—ઉસકુ હમારે પાસ બુલા લાવ.

પંચમખ્ખિખ—(કચેરીના તંબુમાં જઇને) કહ્યું ભાઇ સાબ, આપહુંચે; આપકું અબી સાબ યાદ કરતે હેં, ચલો, કોઇ બેરાગીકી અરજી આઇહે.

(શિરસ્તેદાર સાહેબના તંબુમાં પેસતાં તેમને વાંકો વળી કુનસ બજાવે છે એટલે સાહેબ જરા ડોકું હલાવે છે)

મી૦ ડુલિટલ૦—ઉવેલ શિરસ્તેદાર, યે ટપાલ ટો લે જાના ઔર યે અરજી પઢો.

બગીરામ—અચ્છા સા'બ (અરજી ઉઘાડીને વાંચે છે)

"ગરીબ પરવર સલામત સરકાર મહેરબાન ખુબીના ખાવિંદ ડેવી. ડુલિટલ. મેડફેટ સાહેબ ઇસ્કોએર ફર્સ્ટ કલાસ માજીસ્રેટ સાહેબ બહાદુરની જનાબમાં અસલ લકનૌ શેહેરના પણ હાલ બાઝવા ગામના રહીસ બાવા ગેબીદાસ ગોપાળદાસની અરજ એ છે જે ખુદાવિંદ હું તીરથ જાત્રા કરતો કરતો મારી રામકી સાથે આ ગામમાં માસ ૨-૩ ઉપર આવેલો તે વખત મેં પટેલના વાડામાં તેની પરવાનગીથી ઉતારો કરેલો; હવે હું ગામમાં માગવા ગયો તે દરમ્યાન મારી રામકી જતી રહી. મેં તેની ઘણી તપાસ કરી પણ કંઇ પત્તા લાગ્યો નહીં; છેવટ ભાળ કાઢતાં એમ માલમ પડયું કે તે પટેલના ભોળવવાથી તેના ઘરમાં છુપી રહી છે અને હાલ

પણ ત્યાંજ છે; કાલે પણ મેં એને ત્યાં જોઈ હતી. સબબ હું બે હાથ જોડી આપને ખોળે માથું મુકી નમનતાઈથી અરજ ગુજારૂં છઉં કે એ કામની પાકી તપાસ કરી, ગુને-ગાર ઠરે તેને શિક્ષા કરી મારી રામકી મને પાછી અપાવ-નાર સરકાર માલીક છો કે મારી રામકી સાથે જે સેર જુ-વાર બાજરી મળે તે ખાઈ આપ ખુદાવિંદના હકમાં દુવા માગું. એજ અરજ.

તારીખ આમદે આકાશ ને રવાને પાતાળ.

સહી બાવા ગેબીદાસ ગોપાળદાસ

દા० પોતે.

મી० ડુલિટલ०—(અરજી સાંભળીને) પ્રટિગના ટો લેના ચઈએ.

બગીરામ—અછા સાબ, નાયક પેલા અરજદારને બો-લાવો.

(નાયક બાવાને લઈને તંબુ આગળ આવે છે).

પંચમખિખ०—યે સાબ અરજદાર રજુ હે.

બગીરામ—(અરજદારને) આ તમારી અરજી ખરીછે? ખરી હોય તો તેમ સાહેબની રૂબરૂ લખી આપો.

ગેબીદાસ—આપ લીઓ; મેં પ્રતિજ્ઞા કરકે કહેતા હું કી અરજીમેં લીખેલી હકીકત સચ્ચિ હે ઓર યે કામકે શાહેદ ધંટીચોર ઓર ગાંજાકસુહે.

મી० ડુલિટલ०—ઇસકેપર કામ ચલાનેકી તારીખકા ઠેરા કરના; તીન દીન પીછે ખટલા ચલેગા.

બગીરામ—અચ્છા સાબ, (તારીખ સાડાસાતને પાને રોજનો ઠરાવ રાખી, તહોમતદારને વારંટ કહાડી શાહેદોને

સમન કરવા અને તે દીવસે ફરીયાદીને હાજર થવા સમજુત કરવી' એ પ્રમાણેનો શેરો કરી) ઇસકે પર આપકી સહી હોના.

મી૰ ફુલિટલ૰—(સહી કરી આપે છે) અરજદારકું સમજુટ દેના.

બગીરામ—(અરજદારને) અબ તુમકું રજા હે. નિમેલી તારીખપર દસ બજે કચેરીમેં હાજર રહેના.

ગેબીદાસ—અચ્છા ભાઇ સાબ. (જાય છે)



## અંક છઠો.

સ્થળ........કચેરી.

### પાત્રજન.

| | | | |
|---|---|---|---|
| દરિઆવખાં. | .... | .... | .... પોલિસનો સીપાઇ. |
| મી૰ ડેપ્ટી. ફુલિટલ મેઝીસ્ટ્રેટ | | | .... માજીસ્ટ્રેટ. |
| બગીરામ | .... | .... | .... શિરસ્તેદાર. |
| પંચમખિખમારખાં.. | | .... | .... નાયક. |
| ગેબીદાસ.. | .... | .... | .... બાવો. |

(દરિઆવખાં તહોમતદાર પટેલને રજુ કરી કુરનસ બજાવે છે)

મી૰ ફુલિટલ—ક્વેલ, તહોમતદાર લાયા?

દરિઆવખાં—હાં સાબ, રજુ હે.

મી૰ ફુલિટલ૰—નાયક! શિરસ્તાકું બુલાવ.

પંચમખિખ૰—અચ્છા સાબ (શિરસ્તેદારને બોલાવી લાવે છે)

મી૦ ફુલિટલ૦—(ચિરસ્તેદારને) મુકરદમા ખટલેકી સાથ રજુ કરો.

ભગીરામ—બ્હોત ખુબ સાહેબ, ફરીઆદી ઓર ફરીઆદીકે શાહેદ હાજર હે ઓર તહોમતદાર ભી હાજર હે.

મી૦ ફુલિટલ૦—સબકુ હમારે આગુ રજુ કરો.

ભગીરામ—(ફરીઆદીને) તમારે કોઇ મુખત્યાર રજુ કરવો છે?

ગેબીદાસ—હાં સાબ, મુખત્યારનામા હાજર હે. ઉસમે લીખેલા મુખત્યાર ધનસુખરાયકું કબુલ કરના એસી મેરી અરજ હે.

મી૦ ફુલિટલ૦—મંજુર કીયા, (ભગીરામને) જુબાની ટોલેના.

ભગીરામ—હાં સાબઃ (ધારા પ્રમાણે "પરમેશ્વરને હાજર જાણી જે કહીશ તે સાચું કહીશ. જુઠું બોલું તો પરમેશ્વર પુછે" એવી પ્રતિજ્ઞા આપી, ગેબીદાસની જુબાની લખી લઇને તે વાંચે છે):—

મારૂં નામ ગેબીદાસ, મારા બાપનું નામ ગોપાલદાસ, મારી જાત વેરાગીની, મારી ઉમર વરસ ૩૧, મારી રહેવાની જગો લકનો હાલ બાઝવા, મારો ધંધો ભિક્ષાનો, આશરે ૨-૩ માસ ઉપર હું મજકુર ગામે, જે તહોમતદાર રજુ છે તેનું નામ રૂબરૂ પુછતાં કંચડજી કલા કહે છે— એની નોકરી પટેલાઇની છે— તેના વાડામાં તેની પરવાનગીથી મેં મારી રામકી સાથે ઉતારો કરેલો, અને હું ગામમાં ભિક્ષા માગવા ગયો એટલામાં મારી રામકીનું હરણુ થયું. હાલ એ બાઇ પટેલના ઘરમાં છે અને એ વાત મારા શાહેદ ચંઠી

ચોર તથા ગાંજાકસુ જાગ્રુ છે. મારી શમકી પટેલે છુપાવી તેનું કારણ એની ખુબસુરતી શિવાય બીજું કંઇ હોય એમ મારા ધારવામાં નથી.

મી૦ કુલિટલ૦—અબી દાદી મુખત્યારકું ટો પુછના

બગીરામ—(હકુમતરાયને) તમારે શું કહેવું છે?

હકુમતરાય—એ બાઇ દાદીને ત્યાં પોતાની રાજી ખુશીથી આવેલી છે અને એ બાબતના શાહેદમાં એ બાઇ જાતેજ છે.

મી૦ કુલિટલ૦—અબ ફરીઆદીકે શાહેદકું બુલાકે જુબાની ટો લેના.

બગીરામ—હાં ખુદાવંદ.

(ધારા પ્રમાણે ધંટાચોર તથા ગાંજાકસુની જુબાની લઇ તે ઉપર સાહેબની સહી કરાવે છે)

મી૦ કુલિટલ૦—ચાર્જશીટ-તહોમતનામા લિખો.

બગીરામ—લિખતાહું સાબ; (હું કુલિટલ મેડફેટ સાહેબ. ફ૦ કા૦ માજીસ્ટ્રેટ, તહોમતવાળા પટેલ કંથડજી કલા, સોનાર બાઝવાના ઉપર એવું તહોમત મુકું છઉં કે એણે ઓરત જમનાબાઇને ફોસલાવી છુપાવી રાખવા બદલ લાલ કીતાબની ગુપતાળીસમી કલમ મુજબ સ્ત્રી હરણનો ગુન્હો કર્યોછે

તહોમતવાળાને તહોમતનામું વાંચી સંભળાવતાં તે ગુન્હાનો ઇનકાર કરી એ ઓરતને શાહેદમાં રજુ કરે છે' એ પ્રમાણે લખ્યા બાદ સહી લે છે.)

મી૦ કુલિટલ૦—યે ઓરતકુ સમન કરના ઓર અબીટો બુલાના.

બગીરામ—(સમન તૈયાર કરીને) સમન પર આપકી

સહી હોના.

(મી૦ ડુલિટલમેડફેટ સહી કરેછે.)

મી૦ ડુલિટલ—પટેલકી જુબાની ટો લેના.

બગીરામ—હાં ખુદાવંદ (લખવા માંડે છે)

"હું કંથડજી કલા, રહેનાર બાંગ્રવાનો, ઉમર વરસ ૨૫ ની, જાતનો અનાવલો, ધંધો સરકાર નોકરીનો, તે માજી સ્ટેટસાહેબની સમક્ષ તેમના પુછવાથી લખાવું છું કે.—

મી૦ ડુલિટલ૦—ડેવેલ ચિટનિસ, મેં આરોપી કું સવાલ પુછતા હું સો તુમારી બોલીમેં તુમ ઉસકુ સમજાના ઔર ઉસકા જવાબ લિખ લેના.

બગીરામ—(મી૦ ડુલિટલ૦ ના કહેવાથી) કોરટમાં ફરીયાદી તથા ફરીયાદીના શાહેદો રજુ છે તેમને તમે ઓળખો છો?

પટેલ—હા, સાહેબ, નજરે જોવાથી ઓળખું છું.

(મી૦ ડુલિટલના કહેવાથી) બગીરામ-ફરીઆદીની ઓરતને તમે તમારા ઘરમાં રાખી છે, ને રાખી છે તો કેવા ઇરાદાથી?

પટેલ—મેં કંઇ એને બોલાવી નથી. એ એની ખુશીથી મારે ઘેર આવી અને એણે મને કહ્યું કે તું પટેલ અને ગ્રહસ્થ માણસ છે તથી તારે મને આશ્રય આપવો જોઇએ. એ ઉપરથી મેં એને મુકામ આપ્યો હતો.

બગીરામ—(સાહેબના હુકમથી) તમારા કોઇ શાહેદછે?

પટેલ—આપ સાહેબને આગળ કહેલું તે પ્રમાણે એ ઓરતજ મારો શાહેદ છે.

મી૦ ડુલિટલ૦—ચિટનિસ, યે ઓરતકુ સમન કીયાથા

સો હાજર હે?

ભગીરામ—હાં ખુદાવંદ, હાજર હે. નાયક! ઓ ઓ- રતકું ઇધર બુલા લાવ.

(નાયક જમનાબાઇને કોરટમાં રજુ કરે છે)

મી૰ ડુલિટલ—ઇસકી જુબાની લીખ લેના.

ભગીરામ—અચ્છા સાબ (જુબાની લે છે અને લ- ખે છે) અને પછી વાંચી બતાવે છે.

હું જમનાબાઇ, જાતની વાણીએણુ પણુ હાલ વેરા- ગણુ, ધંધો ઘર કામનો ઉમર વરસ ૨૧ ની, રહેનાર લકનો ની પણુ હાલ બાઝવાની, તે કોરટના પુછવાથી પ્રતિજ્ઞા ઉ- પર લખાવું છું કે મારો ધણી નામે ગાંગાશા હતો તેણે મારૂં પોષણુ નહીં કરવાથી તથા તે નાની ઉમરનો હોવાથી અને મારા ઉપર સાસરીયાંનો ઘણો જુલમ થવાથી હું તેને મુકી કોરટમાં રજુ છે તે સાધુ ગેબીદાસને ખરો સાધુ પુરૂષ જાણી તેની જોડે રહી; પરંતુ તેના તરફના જુલમથી તથા બદકામની બ્હીકથી ફરતાં ફરતાં આ ગામમાં આવ્યા પછી બાવો મજકુર ભિક્ષા માગવા ગયો એટલે હું પાસેના જં- ગલમાં નાસી ગઇ અને ઘોડે દહાડે બાવો ગયો એટલે પટેલને ત્યાં તેને સારો માણુસ જાણી ત્યાં કાંઇ ઉપાધિ ન- હિં નડે એવી ખાતીથી મેં આશ્રય લીધો."

મી૰ ડુલિટલ૰—અબી શ્યામ પડ ગઇ હે સો કલ ફેસલા દેનેમેં આયગા.

(કોરટ બરખાસ્ત થાય છે).



# અંક ૭ મો.

---

સ્થળ—ઉતારો.

પાત્રજન.

પરાગજી .... .... ....પટેલનો ભાઇ.

ભગીરામ .... .... ....શિરસ્તેદાર.

---

ભગીરામ—કેમ પરાગજી આજ તમે કંઇ આવ્યા?

પરાગજી—છાએબ, આ મારા હહરા વેરાગડાએ ભાઇ ઉપર વરઘોડો ઉભો કર્યો છે તેને હારૂસ્તો. આપનું કંઇ અજાણ્યું છે ભાઇછાએબ. હવે મારો તોએ તમે ને જીવાડો તોએ તમે, નહીં તો હમારી આબરૂ જતી રહેવાની અને હમે દુનિયા જાનમાંથી નિકળી જવાના.

ભગીરામ—વહેલા આવ્યા હત તો કંઇ વિચાર થાત. રાજા, વાજાં ને વાંદરાં કોઇના હાથમાં છે? હવે હાથી આગળ પુણી પડયો તે ખસેડવો અઘરો છે.

પરાગજી—તમે જો ભાઇ છાએબ મનપર લેછો તો સઉ કુ છારૂં પછે વાછતે હમારી ગરીબની લાજ તમારે હાથ છે.

ભગીરામ—તમે કહો છો તેતો ખરૂં પણ હવે બાજી હાથમાં નથી; તમે આગ લાગી રહી તે વખત કુવો ખોદવા આવ્યા એ કેમ બને?

પરાગજી—છાએબ, જરા હોરા તો આવો (ઉતારાની અંદરની કોટડીમાં લઇ જાય છે અને મ્હો આગળ રૂપીયા ૨૦૦ ની થેલી મુકે છે અને પાઘડી ઉતારીને પગે લાગે છે.)

ખગીરામ—તમે એ વાતજ જવાદો, સાહેબ કંથડજી ઉપર બહુ ચ્હીડાઇ રહ્યા છે. તંબુની બરાબર ગોઠવણ ન થઇ ત્યારથીજ એમનો મીજાજ ગયો છે, ને એને આ વખત એ સપાટામાં આવ્યો છે તેમાંથી છોડવાના નથી.

પરાગજી—(બીજી સો રૂપીઆની નોટ કાઢીને આપે છે હવે આપની ધ્યાનમાં આવે તે કરો.

ખગીરામ—વારૂ. જુઓ ઇશ્વર કરશે તો સારૂંજ થશે.

પરાગજી—વારૂ, ભાઇછાએબ, રજા લઉં છું. હવે આપને પણ આફીસ જવાનો વખત થયો છે.

ખગીરામ—હજી એક બે કલાકની વાર છે; પણ તમે જાઓ. પેલો નાયક મને બોલાવવા આવે છે



## અંક ૮ મો.

---

સ્થળ.........તંબુ.

**પાત્રજન.**

| | | |
|---|---|---|
| મી૦ ડેવી. ડુલિટલ મેઝીસ્ટ્રેટ | .... | માજીસ્ટ્રેટ. |
| પંચમખિખમારખાં.. | .... | .... નાયક. |
| ખગીરામ | .... | .... શિરસ્તેદાર. |



મી૦ ડુલિટલ— નાયક.

પંચમખિખ૦—સાબ, હુકુમ.

મી૦ ડુલિટલ૦—જાકે શિરસ્તાકું બોલોકી અભી આવે ઓર બો બઠલેકા ફેસલા દેનેકા હે ઉસ બાસ્ટે સબ કાગજ

હમારે આગુ રજુ કરે, પીછે ખાના ખાકે આફીસકે બખત હાજર રહેવે.

પંચમખિ૦—બ્હોત અચ્છા સાબ!

મી ડુલિટલ૦—જલદી આના.

પંચમખિ૦—(ઉતારામાં જઇને) ભાઇ સાહેબ, આ પકુ સાબ અબી બુલાતેં હૈં. એ રામકીકે બટલેકે સબ કાગજીયેં મંગતે હૈં.

બગીરામ—ચલો મેં તુમારી સાથ આતાહું.

(બંને જણુ જાય છે અને તંબુએ જઇ નાયક શિરસ્તેદાર આવ્યાની વરદી સાહેબને કહે છે)

મી૦ ડુલિટલ—ચિટનિસકું હમારે પાસ ભેજો.

પંચમખિ૦—અચ્છા સાબ (શિરસ્તેદારને મોકલે છે.)

મી૦ ડુલિટલ—ઉવેલ ચિટનિસ, સબ કાગજ લાયાહે?

બગીરામ—હાં સાબ રજુ હે.

મી૦ ડુલિટલ—એ રાસકલ પટેલ બ્હોત ગુન્હેમે આયાહે એસા હમકુ માલુમ હોતા હે ઇસ બખત હમ ઉસકુ કભી નહીં જાને દેગા. ઉનને હમારે તંબુકે બાસ્તે બરાબર તજવીજ નહીં કીયેલી હે.

બગીરામ—ખુદાવંદ, ઉસકેપર જરા રહેમ રખના ચઇએ! એ ગુન્હેગાર હોયગા લેકીન આપકે તાબેકા નોકરહે.

મી૦ ડુલિટલ—(હસીને] કુછબી બંડોબસ્ટ કીયાહે?

બગીરામ—(ગંભીરતાથી) ખુદાવંદ બંદાબસ્ત કયા કરે! એ કુછ પેસેવાલા નહીં હે. ફીર બી થોડા બ્હોત હોયગા સો આપકી જનાબમેં રજુ કરેગા.

મી૦ ડુલિટલ—(ગુસ્સે થઇ ટેબલપર હાથ અફાળીને)

હુ કેમ સુવર! તુમ બડા ચોર હે; તુમ સબ પૈસા તુમારી પાસ રખનેકુ મંગતા હે.હમ તુમારે વાસ્તે વરિષ્ટ સાબકું રપોર્ટ કરકે તુમકું બેતરફ કરાયગા. સચ્ચા બોલો.

બગીરામ—(ધ્રુજતો ધ્રુજતો) સાબ, હમ સચ્ચા બોલતા હે ઉસકા ભાઇ હમારે પાસ આયાથા ઉનને દાસો દેનેકે વાસ્તે કહા હે, સો મેં આપકે આગુ રજુ કરૂંગા.

મી૦ ડુલિટલ—(હસીને) શિરસ્તેદાર, તુમ ગભરાના મત, હમ તુમારે હકમે બ્હેતર કરેગા. સબ કાગજ ઇધર રખો. મેં ફાઇંડિંગ લિખકે આફીસકે બખતપર સુનાનેકે વાસ્તે તૈયાર રખતા હું. તુમ ખાના ખાકે પીછા આના.

બગીરામ—બ્હોત ખુબ ખુદાવંદ.

[જાય છે)

## અંક ૯ મો.

---

સ્થળ— કચેરી

પાત્રજન.

| | | |
|---|---|---|
| મી૦ ડી. ડુલિટલ મેડકેટ | ...... | માજીસ્ટ્રેટ |
| બગીરામ | .... .... | શિરસ્તેદાર |
| કંથડજી | .... .... | પટેલ. |
| ગોપીદાસ | .... .... .... | બાવો |
| જમનાબાઇ | .... .... | રાખકી |
| પંચમખ્ખિબમારખાં | .... .... | નાયક. |
| હકુમતરાય | .... .... | આરોપિનો મુખત્યાર |
| ધનસુખરાય | .... ....... | ફરિયાદીનો ,, |

ઇગનીસ. .... ......સાહેબનો બટલર.
હરિઆવખાં. .... ....પોલિસનો સીપાઇ.
મુકરદમો જોવા આવેલા લોક વિગેરે-



મી૦ કુલિટલ—(હકુમતરાયને) ઉવેલ, મુખત્યાર, તુમ કુછ તોહોમતવાળે કે તરફસેં જાહેર કરનેકું મંગટા હૈ?

હકુમતરાય—નહીં ખુદાવંદ, સબ પુરાવા ઉપરસેં આપકી ખાત્રિ હો ગઇ હોયગી કી તોહમતવાળા બિલકુલ બેગુના હે સો આરોપમેંસેં મુકત હોયગા ઉસ બાસ્તેમેં આપ સાબકું કુછ જયાદે બોલકે તસ્દી દેનેકું ચહાતા નહીં.

મી૦ કુલિટલ—ફરીયાદી તરફસેં મુખત્યાર કુછ બોલનેકુ મંગતા હે?

ધનસુખરાય—હાં ખુદાવંદ, ફિરીયાદ સચ્ચી હે લેકીન મેરા બિરાદર કહેતાહે ઉસ માફિક જો આપકે મનમે શું આયા હોવે કી આરોપી નિર્દોષ હે તો મેરી તરફસેં કહેનેકા ઇતના હે કી ઉસકી ચાલ ચલગત પરસેં ઔર ઓરતકી બાબતમે ઉસકા ગાંવમેં જો શાખ હે ઉસ પરસેં યે આદમી બરાબર તકશીરવાન હૈ એસા માલુમ હોતા હે. જાસ્તિ કહેના યહ હૈકી યે ઓરત જમનાબાઇ જીનને આપકે ખાવિંદકા ખોટા કીયા ઓર જો બેરાગીકે સાથ રહેનેકુ ગઇ. બહુરી ઉસકુભી છોડ દે કે પટેલકે હવાં જાકે રહી. ઉસકે કહેનેકે પર કુછ ભરોંસા રખનેકા નહીં હે; ફીર જેસી કોરટકી મરજી.

મી૦ કુલિટલ—[કોરટમાંથી ઉઠી પાસેના ચેમ્બરમાં જઇ) બોય! બટલર! ઇગનિસ! ડેમ સુવર બોલતા કયું નહી? ક્હા તયાર હે?

ઇગનિસ—હાં સાબ, લાતાહું.

મી૦ કુલિટલ—પહિલા પોર્ટવાઇન લાઓ.

ઇગનિસ—અચ્છા સાબ

(પોર્ટની બાટલી ખોલી આપે છે ને ગ્લાસમાં નામીને પાય છે)

મી૦ કુલિટલ—(હોઠ મચમચાવીને) નાસ્ટા લાઓ

ઇગનિસ—બ્હોત અચ્છા સાબ.

મી૦ કુલિટલ નાસ્તો ખાઇ કોરટમાં આવે છે.

ચિરસ્તેદાર—અબી કુછ કરનેકા બાકી હે? સબ પ્રોસિડિંગ તયાર હે?

બગીરામ—હાં ખુદાવંત, અબી કુછ કરનેકા બાકી નહીં; આપકા ફેસલા ચઇએ.

મી૦ કુલિટલ૦— (બે હોઠ વચ્ચે પીછું પકડી જરા વિચારમાં હોય એવો દેખાવ કરી ફાઈડિંગ ઘસડી કાહાડે છે. ઉવેલ ચિટનિસ?—

બગીરામ—કયું ખુદાવંદ, આપ ઠરાવ લિખ રહે?

મી૦ કુલિટલ૦—હાં, સબકું ચુપ રખો; મેં બાંચતાહું

બગીરામ—નાયક?

પંચમખિખ—સાબ

બગીરામ—સબકુ ચુપ રખો.

(નાયક 'ચુપ' 'ચુપ' ઘોંઘાટ મત કરો' એમ બોલી કોરટમાં (તંબુમાં) ફરી વળી સહુને ચુપ રાખે છે)

મી૦ કુલિટલ૦—સુનો (એમ કહી અંગ્રેજીમાં નીચે પ્રમાણે ઠરાવ વાંચી જાય છે)

"From the evidence before the Court, viz: from the Statements, given by the accused and Rámki Jamnabai it is apparent on the one hand beyond all doubt that the said Rãmki is not the lawful wife of Bāvā Gebidās or the Plaintiff, and that to escape from the snares of a bad, lustful Bairāgi, the said Gebidās, whom she formerly took for a godly man, she has taken refuge in the house of the Patel or the accused of her own accord. On the other hand from the depositions of the witnesses for the Plaintiff, it is clear that, as far as the fair sex is concerned, the Patel holds a bad reputation in the village; but from the confused and hesitating manner in which they gave their depositions, the Court could positively perceive that their attempts at corroboriating and supporting the Statement of Bāvā Gebidās were quite groundless.

Under the above circumstances the Court directs that, under Section April Fool of the Blue Book, the Accused and the Plaintiff should be discharged and that, as the said Jamnabai does not legally belong to the accused nor is she found to be the Lawful wife of the Plaintiff, she should be disposed of as unclaimed property, that is to say she should put up at, and pay nocturnal visits to, the Magistrate's Tent in the Districts and Banglow at the Head Quarters until the bloom of youth and

flush of beauty fades away from her cheeks and her parts are solid swear well."

બગીરામ—અબ સાબકા કયા હુકમ હે?

મી૦ ડુલિટલ—હમ તુમકુ હિંદુસ્ટાનિમે સમજ પાડતા હે ઉસ માફિક ઠરાવકી મતલબ સબકુ સુનાના.

બગીરામ—હાં સાબ, આપ કહેના.

મી૦ ડુલિટલ—મેં કહેતા હું તુમ લિખ લેના.

બગીરામ—બ્હોત ખુબ, ખુદાવિંદ.

(સાહેબ કહે છે તે બગીરામ લખતો જાય છે).

'યે કોરટકે બીચમેં ટો જો પુરાવા ટો રજુ હે— ૧૦ જુહે— માપના—તહોમતદાર ઓર રામકી જમનાબાઇકો જુબાનીસેં એક બાજુસેં ટો માલુમ ટો હોટા હે કી યહ રામકી ટો રામકીટો-બેશક બાવા ગેબીડાસકી ટો ફરીયાડી કી ટો કાયડેસર ઓરટ નહીં હૈ, એન્ડ-એન્ડ-અને-ઓર ઉનને ઓ ખરાબ ચાલકે બેરાગીકે જુલમમેંસેં બચનેકે બાસ્ટે ટો પટેલકે ટો ઘરમેં ઉસકી ખુશીસેં આશ્રય લીયા. દુસરી બાજુસેં ટો ફરીયાડી કે શાહેદકી જુબાનીટો ઉપરસેં એસાટો ખુલા હૈકી ઓરટકી બાબટમેં ગાંવમેંટો પટેલકીટો આબરૂ બરાબર નહીં હૈ ઓર કોરટકું બરાબર ટો માલુમ હોટા હૈકી પટેલ અચ્છા આડમી નહીં હોયગા. લેકીન શાહેડોને જે શક ભરેલી ઢબસેં ટો શાહેડી ડી ઉસ પરસેં ટો એસા ડેખ પરટા હૈકી ઉનોને જો બાવા ગેબીડાસ ઓર—અઠવા-ફરીઆડીકી ટો જુબાની કું પુસટી ડેનેકે બાટર મ્હેનટ લી સો આધારકી સાય ટો નહીં હે. યે સબ હકીકટ ઉપર ટો નજર ટો રખકે ભુરી હિ-ટાબકાંટો અપ્રેલ ફુલ કલમકે અઢારસેં કોરટ એસા હુકમ ફરમાટી હૈકી ટોહોમટડાર ઓર ફરયાડીકુંટો છોર ડેના ઓર યે જમનાબાઇ કાયડેસર ટોહોમતડારકી માલીકીમેં બી નહીં હે ઓર ફરીયાડીકી પનીયત ઓરત નહીં ઠરતી હૈ- માપના બેદરમાલી માલ હે—ઇસ બાસ્ટે ટો જબ માજીસ્ટ્રેટ સાબકાટો

મુકામ પરઅનેમે યા હોવે ટબ ટંખુમેં ઔર જબ સદર સ્ટે-
શનમેં હોવે ટબ બંગલેપર યે રાટકી નોકરીપર રહેવે;] એસી
નોકરી કબ ટબ બજાવેકી જબ ટક ઉસકી જુવાનીકા બં-
હાર ઔર ખુબ સુરતીકા રંગ ઔર કસ જાટા રહેવે."

મી૦ ડુલિટલ—ઉવેલ શિરસ્ટા સબ લિખલિયા બરાબર?

બગીરામ—હાં ખુદાવંદ, અબ મેરી બોલીમેં સબ બાંચસુનાતાહું.

મી૦ ડુલિટલ૦—પઢો.

બગીરામ—નીચે પ્રમાણે વાંચે છે)

આ કોરટમાં જે પુરાવો રજુ છે તે ઉપરથી એટલે ત-
હોમદાર તથા રામકી જમનાબાઇ એઓની જુબાની ઉપરથી
એક તરફ એમ માલમ પડે છે કે એ રામકી બાવા ગેબી-
દાસની અથવા ફરીઆદીની કાયદેર ઓરત નથી, અને ન-
ઠારા તથા દુરાચરણી વેરાગીના જુલમમાંથી બચવાને તેણીએ
પોતાની ખુશીથી પટેલના ઘરમાં આશ્રય લીધો છે. બીજી
તરફ ફરીઆદીના શાહેદની જુબાની ઉપરથી એ તો ખુલ્લુ
છે કે ઓરતોની બાબતમાં ગામમાં પટેલનો શાખો સારો ન-
થી પણ જે શક ભરેલુ અને ગુચવણ ભરેલી રીતે સદરહુ
શાહેદોએ કોરટની સમક્ષ જુબાની આપી તે ઉપરથી કોરટ-
ને એમ ચોકસપણે જણાયું કે તેમણે બાવા ગેબીદાસનું
કહેવું પુરવાર કરી આપવાને જે પ્રયત્ન કીધા તે બિલકુલ
આધાર રહિત હતા.

એ સઘળી બાબત ઉપર નજર રાખતાં બૂરી કીતાબની
-પ્રેમ કુલ કલમને આધારે કોરટ ફરમાવે છે કે તહોમતદાર
તથા ફરીયાદી એઓને છોડી દેવા જોઇએ; અને જમના-
બાઇ મજકુર આરોપીની કાયદેસર ઓરત નથી તેમ તે ફ-
રીયાદીની પણીયત બૈરી નથી એટલે બેતરમાલી માલ છે તે
થી કોરટ હુકમ કરે છે કે જ્યારે માજીસ્ટ્રેટ સાહેબની સ્વારી
પ્રગણામાં હોય ત્યારે તેમને તંબુએ અને સદર સ્ટેશન
માં હોય ત્યારે બંગલે તેણીએ રાત રાતની નોકરી બજાવવી
જોઇએ. એવી નોકરી તેણીએ ક્યાં સુધી બજાવવી કે જ્યાં

સુધી તેણીની જુવાનીનો બ્હાર અને ખુબસુરતીનો રંગ તથા કસ કાયમ રહે.

(ઠરાવ વંચાઈ રહ્યા પછી મી૦ ડુલિટલ મેડફેઠ કોરટના તંબુમાંથી ઉઠી બીજા તંબુમાં (ચેમ્બરમાં જાય છે. )

બગીરામ—નાયક, એ સબ કાગજ પતર સમાલકે રખના ઓર યે પેટી બંધ કરકે ઉસકી ચાવી,તુમ્હારે પાસઈ રખના.

પંચમખ્બિ૦-અચ્છા સાબ.

બગીરામ—ભલા દેખોને સાબ કયા કરતેહેં. દો ચાર કાગજપર સહી લેનેકી હે.

નાયક—ભાઇ સાબ, સાબ તો ન્યુસપેપર બાંચતેહેં.

બગીરામ—સાબકું પુછદેખો કી મેં સહી કરાનેકું આઉ.

નાયક—હાં ભાઇ સાબ, પુછ આતાહું.

(નાયક બીજા તંબુમાં જાય છે).

મી૦ ડુલિટલ૦—(પંચમખ્બિમારખાંને જોઇને) ઉવેલ નાયક; કયા મંગટા હૈ?

નાયક—દુસરા કુછ નહીં સાબ, શિરસ્તેદાર સહી કરાનેકે વાસ્તે આનેકુ મંગતા હે.

મી૦ ડુલિટલ—આનેદો.

નાયક—(કચેરીના તંબુમાં આવીને) ભાઇ સાબ, સહી કે કાગજ લે જાઓ.

(બગીરામ સાહેબની સહી લેવા બીજા તંબુમાં જાયછે).

મી૦ ડુલિટલ૦—(છેલ્લાં કાગળિયાં ઉપર સહી કરતાં) અબ આફીસ બંધ કરો ઔર મેં શિકારપર જાનેકા હું ઉસ બાસ્તે કલભી આફીસ બંધ રહેગી; પરસુકુ નોજ ગોધાવી મુકામપર દસ બજે કચેરીમેં હાજર રહેના.

બગીરામ—બહોત અચ્છા સાબ.

(આફીસના તંબુમાં આવી સીપાઇઓને મુકામ ઉઠાવવા વિગરેની વરદી આપી કારકુન સાથે ઉતારે જાય છે.

સમાપ્ત.

# જાહેર ખબર.

આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મળશે.

કિંમત. રૂ. ૦-૭-૦.

| | |
|---|---|
| અમદાવાદ. | મનવંતરાય મણીરાય. ફુરકાળ સેક્રેટરી કુસુમગુચ્છ ઠે. રાયપુર આકાશેઠના કુવાની પોળ. |
| સુરત. | ગ્રંથ કર્તા પાસેથી. |
| નડીઆદ. | સંકરલાલ કેશવલાલ ઠે. નાગરવાડામાં અથવા હાઇસ્કુલમાં. |
| વડોદરા. | મણીલાલ ચુનીલાલ. ઠે. ઘંટીઆળાની પોળ. |
| સીધપુર. | કનૈયાલાલ રામરાય, બુકીંગ કલાર્ક, સીધપુર સ્ટેસન. |

કુસુમગુચ્છ નામનું રસીક, બોધક માસીક ચોપાનીયું સારા લેખકોની કલમથી લખાય છે. પ્રગટ કરનાર શ્રી બાળ નાગરહૃદય સભા, તેનું લવાજમ વર્ષ અગાઉના ૦-૮-૦ પોસ્ટેજના ત્રણ આના જુદુ. જેને આ ચોપાનીયું રાખવાની મરજી હોય તેણે મને પોષ્ટપેડ પત્રથી લખી જણાવવું.

અમદાવાદ રાયપુર. } મનવંતરાય મણીરાય, ફુરકાળ એડીટર કુસુમગુચ્છ.